શ્રી. ૧।.

# કોળી પ્રકાશ

## કિરણ ૧ લું.

લખનાર—દયાળજી દુર્લભભાઈ પટેલ.

પ્રકાશક—દયાળજી દુર્લભભાઈ પટેલ.
ઠે મુ. ભીમપોર પોષ્ટ ડુમસ જીલ્લે-સુરત.

છાપનાર—નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમ.
શ્રી "શંકર" પ્રિન્ટીંગ પ્રેસ ચૌટાના પુલપર—સુરત.

કિ. રૂા, ૦-૧-૦.




હે જગનિયંતા ! !

દુનીઆમાં મોતી, માણુક, પન્નુ, પોખરાજ, લાલ આદિરત્નો તો અમિર, ઉમરાવનેજ બક્ષો પણ ગરીબ અને રંકને તો વિદ્યાજ બક્ષો કે જ્યારે જોઇએ ત્યારે ખપ આવે.

આપના દાસાનુદાસ,

દયાળજી.

હે જ્ઞાતિભૈયાં !

વર્તમાન સમય સાહિત્ય ઉદ્યાનથી ખીલી નીકળ્યો છે તેમાં તારા તનુંજો તેની સુવાસ વિના નાસીપાસ થશે ?

જ્ઞાતિ ભૈયાં

નો

સરળ હૃદયનો

દયાળજી.

શ્રી ૧

# કોળી પ્રકાશ.

## કિરણ ૧ લું.

તા. ૨૬ ડીસેમ્બર બુધવારે હું મારા કામથી ફારેગ થઈ "હિન્દી રાષ્ટ્રીય કોંગ્રેસનો" ઈતિહાસ વાંચવા બેઠો.

"ઐતિહાસિક ઉપોદ્‌ઘાતનાં પાંચમાં પાનામાં અનુવાદકોએ હિન્દનાં સામ્રાટો વિશે ફકરો ટાંકયો હતો. તે ફકરો મૌર્ય વંશના સ્થાપક રાજા ચંદ્રગુપ્તનાં વખતનો હતો. ચંદ્રગુપ્તની રાજ્યધાની પાટલીપુત્રમાં એક મેઘાસ્થીનીસ કેટલોક વખત રહ્યો હતો. તેણે તેનાં રાજ્યતંત્રની વિગતોનું અવલોકન કર્યું હતું તે મેઘાસ્થીનીસ પોતાનાં અવલોકનની નોંધ રાખી ગયો હતો. મેઘાસ્થીનીસનાં અભિપ્રાયનો સરવાળો હંટરે નીચે પ્રમાણે આપ્યો છે."

"હિન્દમાં ગુલામગિરીનો અભાવ, સ્ત્રીઓનું પાતિવ્રત્ય, અને પુરૂષોની હિંમ્મત વિલોકીને એક એલચીને સાનંદાશ્ચર્ય ઉત્પન્ન થયું હતું. પ્રસક્રમમાં તેઓ અન્ય એશિઆ વાસીઓથી શ્રેષ્ટ હતા; તેમને પોતાના દ્વારોને તાળાંની આવશ્યકતા ન હતી સર્વથા વિશેષ કોઇપણ હિન્દી અસત્ય ભાષણ કરતો જાણવામાં આવ્યો ન હતો.

મિતાહારી અને ઉદ્યોગી, સારા ખેડુતો, અને કુશળ કારીગરો તેઓ હતા. અને તેમને કવચિતજ કાયદાના મુકદ્દમાનો આશ્રય લેવો પડતો. અને પોતાનાં દેશી સરદારો હેઠળ શાંન્તિથી રહેતા.”

“ઉપલો ફકરો વાંચતાં મારા હૃદયમાં એકદમ કંપારી ઉઠી. વિચાર કરતાં માલમ પડયું કે જે દેશમાં આટલું બધુંય હતું ત્યારેજ પરદેશીઓ હિન્દીઓને વખાણી ગયા, તેજ દેશનો હું પુરૂષ છું. ત્યારે પણ મારી જ્ઞાતિ હસ્તિ ધરાવતી હશે. પૂર્વની ઉન્નતિ, અને હાલની મારી જ્ઞાતિની સ્થિતિ વિશે મને ભાન થયું કે સાંપ્રતસમય ‘નઈ રોશનથી ઝળકી રહ્યો છે. તેમાં કોળી જેવી કોમ અજ્ઞાનતાની ચાદર ઓઢી બેસી રહે તે કોળી કોમના સાહિત્યો શોખીનને બટ્ટારૂપ છે. આજકાલ કાળિપરજ તથા અત્યંજ વર્ગ પણ મહાત્માજીના ઉપદેશથી કેટલા શુધર્યા! એટલું નહિ પણ આજે અત્યંજ વર્ગે માસિક પણ કાઢયાં એવું સાંભળ્યું છે. ત્યારે હે! કોળી બંધુ આપણને શરમ છે? કાળિપરજે સ્વજ્ઞાતિ સુધારી, એક જોડે અનેકનાં દુર્ગુણ જડમુળથી ખેંચી કાઢયાં આજે તે ઉભય વર્ગ માંસ, મદિરાને પાસે પણ આવવા દેતા નથી ત્યારે મારી જ્ઞાતિમાં તેનો ફેલાવો વધતો જાય છે, એનો વિચાર મારી જ્ઞાતિનાં શુયજ્ઞ પુરૂષોજ કરશે. અને મારી

બુદ્ધિથી લખેલ વાકયોને ગ્રહણ કરશે, વાંચી, વર્તી વર્તન કરવા કૃપા કરશે તો મારી મહેનતનું સાર્થક થયેલ સમજીશ.

જ્ઞાતિના ડાહ્યા આગેવાનો, શાણાં મૂત્સદ્દિઓ લંકા તમારા પગતળે બળે!!! જરા આંખો ચોળી જુઓ તો ખરા!! કે જ્ઞાતિમાં ભવિષ્યની પાળ કેવી બંધાતી છે?

'દયાળજી'

## વિદ્યાને અંગે બાળકેળવણી.

ખેડથી સુધારેલી જમીન, તેમાં રોપેલા બીજને ઉછેરી વૃક્ષરૂપ સાહ્યતા કરે છે, તેમ વિદ્યાભ્યાસથી કેળવાયલી બુધ્ધિ, પ્રાપ્ત થયેલા હરકોઇ મોટાં કાર્ય સિધ્ધ કરવામાં ઘણી સાહ્યતા થઇ પડે છે. જેની બુધ્ધિ કેળવાયલી નથી તે વગર ખેડેલી, જમીન જેમ છોડને મુંઝવી દે છે તેમ પ્રાપ્ત થયેલા કાર્યને ગુંચવી નાંખે છે. માટે વિદ્યાભ્યાસરૂપ ખેડથી બુધ્ધિરૂપ જમીનને જરૂર સુધારવી જોઇએ.

(૧) વિદ્યા માતાની પેઠે રક્ષા કરે છે. પિતાની પેઠે હિતમાં જોડે છે, સ્ત્રીની પેઠે ખેદને ટાળી આનંદ પમાડે છે. લક્ષ્મીને વધારે છે. સર્વ દિશામાં કીર્તિને વિસ્તારે છે માટે તે કલ્પલત્તાની પેઠે શું શું મેળવી આપતી નથી? અર્થાત બધુય મેળવી આપે છે.

( ભોજ પ્રબંધ. )

(૨) વિદ્યા નરનું અધિકરૂપ તથા ઢાંકેલું ગુપ્ત ધન, ભોગ, યશ, ગુરૂનો પણ ગુરૂ, પ્રવાસમાં બંધુજન અને પરમ દૈવતરૂપ છે. રાજદરબારમાં વિદ્યાજ પુજાય છે ધન પુજાતું નથી માટે વિદ્યાહિનને પશુ સમાન જાણવો.

( નિતીશતક )

(૩) વિદ્યા મનુષ્યને અતુલ કિર્તી આપનારી, પડતી દશામાં આશ્રયરૂપ, કામદુધાની પેઠે ઇચ્છીત ફળ આપનારી, સ્નેહીઓના વિયોગ સમયે પણ આનંદ આપનારી, ત્રીજા નેત્રરૂપ, માન આપનારી, કુળનો મહિમા વધારનારી, રત્ન વિનાનું ભુષણ છે; માટે બીજું પડતું મેલી વિદ્યા સંપાદન કરો.

( સિદ્ધાંત શિરોમણી )

(૪) વિદ્યારૂપ ધન ચોરથી તથા રાજાથી હરાતું નથી. ભાઇઓથી વંટાતુ નથી, કાંઇ ભાર કરતું નથી, અને કોઇને આપવાથી ઘટવાને બદલે નિરંતર વધે છે. માટે વિદ્યાધન સર્વ ધનમાં મુખ્ય છે.

( સભા તરંગ )

(૫) જેમણે બાળકને ભણાવ્યા નહિ તે માત પિતા તેનાં શત્રુ જાણવા, કારણ તે હંસોમાં બગલાની પેઠે વિદ્વાનોમાં શોભતો નથી.

માટે આપણી જ્ઞાતિમાં પ્રથમ વિદ્યાનીજ ખામી છે. જો વિદ્યાની ખામી ન હોય તો જ્ઞાતિમાં વ્હેમ, કચવાટ, કંકાશ, તડાં, મારામાર, થાવજ નહિ. અભક્ષાહાર છેવટે કહેતાં શરમ પહોંચે છે કે તાડી–દારૂનું કેફીપીણું એ બધાં આપણી જ્ઞાતિમાં જડ ગાલી બેસેલાં છે. સુધરેલી એટલે કેળવણી પામેલી કોમમાં અને આપણી જ્ઞાતિ વચ્ચે જમીન આસમાનનો તફાવત છે. તફાવત છે એટલુંજ નહિ પણ અત્યંજ જેવી ગણાતી જ્ઞાતિમાં મહાત્માજીના પવિત્ર વાક્યો ગ્રહણ કરી ઘણાં જણે માંસ, મદિરા, બંધ કર્યાં છે. એ આપણી જ્ઞાતિને હિણપદ નહિ વારૂ ! ! !

મારો કહેવાનો ઉદ્દેશ એ છે જે તમે તમારાં બાળકોને ભણાવો. બાળક દેખીતું નાનું છે પરંતુ ત્હેનામાં રહેલી શક્તિ મોટી છે સર્વ કોઇ એમ જાણે છે કે; નાનાં બીજ-માંજ મોટા વૃક્ષના તમામ અંશો રહેલા છે. શ્રૃષ્ટિમાં થતી વસ્તુઓમાંથી સોનું, ચાંદી, કલાઇ આદિધાતુઓ. હીરા, માણેક આદિરત્નો અલ્પસ્વરૂપમાંથીજ અનુપમ રૂપધારણ કરે છે.

કોલસા બાળવાના કામમાં આવે છે. તેની કિમ્મત કાંઈ હીરા બરોબર હોતી નથી, છતાં પૃથ્વના ગર્ભ પ્રદેશમાં જ્યારે કોલશાને કુદરતી ગરમી મળે છે, ત્યારે તે અમુલ્ય

થઇ પડે છે. મ્હોટા મ્હોટા અમિર ઉમરાવોનાં તાજમાં વિરાજતો હીરો એ શું છે? માત્ર કોલસાનુંજ પરિણામ રૂપાંતર છે; માટે દરેક નાની વસ્તુમાં જે સત્ય રહેલું છે તેને સારા સંસ્કારથી જો કેળવવામાં આવે તો તે અતિશય કિંમતી થઈ પડે છે.

બાળક મનુષ્યનો પિતા છે એ વાકય હું ભુલી જતો નથી. બાળકનું મૂલ્ય ઘણુંજ છે તે મનુષ્ય બનશેજ કુદરત તેમાંથી ઉત્તમ સેવા બજાવી શકે એવો પુરૂષ વા સ્ત્રી પ્રકટાવશે !! આ કલ્પનાં ધ્યાનમાં રાખી દરેક બાળક પ્રત્યે આપણે માન વૃત્તિ રાખવીજ જોઈએ. કોઈ બાળકમાં રહેલી ગુપ્ત શક્તિ પૃથવીપર કેવાં મહાન કાર્યો કરી જશે એ કેણુ કહી શકે તેમ છે? મનુષ્ય માત્ર બાળક રૂપેજ હતાં અને બાળકનું સ્વરૂપ પણ ભવિષ્યમાં તેમના જેવુંજ થવાનું હોય છે. આથી ઉભય અભેદરૂપ હોય છે. શ્રી ભગવાન રામ, કૃષ્ણ, ભકતમણિ પ્રહલાદ, ધ્રુવ, સતિ સાધવીઓ સીતા તારામતી, સાવિત્રી, દ્રૌપદી આદિ જન્મકાળે બાળકજ હતાં. પરંતુ તેમના પર નાંખવામાં આવેલા અદ્વતીય સંસ્કારોજ તેમનાં પૂજનિય રૂપમાં પ્રધાન પદ ભોગવે છે.

સાંપ્રત સમયમાં ભારતભુશણ મહાત્મા, શ્રીયુત દેશબંધુદાશ પંજાબ કેશરી લાલાજી ઇત્યાદિ, શ્રીમતી કસ્તુરબા, શ્રીમતી સરોજની નાયડુ, મા અમ્મા, આદિ સ્વદેશ ભકતો જે

રાષ્ટ્રીય સેવા કરે છે તેઓનું મૂળ જોવા જઈશુ તો યુવાનીમાં નહિ મળે. કિંતું તેમનામાં બાલ્યાવસ્થાથીજ દૃઢ શ્રધ્ધા અને સદભાવનાનાં નાંખેલા સંસ્કારનુંજ એ પરિણામ છે. પોતાની ગુપ્ત શકિતઓ તેમણે ઉત્તરોત્તર કેળવી છે અંતર ગર્ભમાં રહેલા બુધ્ધિ બળનો વિકાસ કર્યો છે. આપણામાં બાળપણાની ખરી કિમ્મત બીલકુલ નથી. પાંચ છ વર્ષનું બાળક થાય ત્યાં સુધી કશું શિખવાનું કે કેળવવાનું હોયજ નહિ, એવી માન્યતા દરેક માબાપમાં હોય છે પણ તે બહુ ભુલ છે. બાળક બોલતા ચાલતા બેસતાં ઉઠતાં એ પ્રથમના પાંચજ વર્ષોમાંજ શિખે છે. મા બાપ કે ભાઈ બ્હેનના હસમુખા ક્રોધ ભર્યા ચ્હેરાની અસર તે વર્ષોમાં તેમના પર થયા વગર રહેતી નથી. બાળક જન્મે છે, ત્યાં થીજ શિખે છે. સ્મરણ શક્તિ પણ એજ વર્ષોમાંજ વધે છે અને કેળવણી મળતાં કેળવાય છે. જ્યારે ઝાડ નાનું હોય ત્યારે વાળવું હોય તેમ વળી શકે છે તેમ બાળકમાં એક સંસ્કાર દૃઢ થયો ન હોય ત્યાં સુધી કેળવણીથી તેની વૃત્તિઓને જેમ વાળવી હશે, તેમ વાળી શકાશે, અને તે-પર તેનાં મનુષ્ય રૂપી ખરાં જીવનનું મકાન ચણી શકાશે.

બાળક ઈશ્વર દત્ત બુધ્ધિથી જેવું દેખે છે, તેવું અનુંકરણ કરે છે. આવા આવા ઉમદા ગુણો બાળકમાં

હમેશાં હોય છે. જેથી તેમાંથી ધાર્યું તે પરિણામ નિપજાવી શકીયે.

જે જે મહાપુરૂષો આપણે જોઇએ છીયે તે પુરૂષો પ્રથમ બાળકજ હતા. બાળકમાંથી ઉત્તમ સંસ્કારોએ તેમની તે સ્થિતિ કરેલી છે, તો બાળકોમાં પ્રથમજ સંસ્કારો નાંખ્યા હોય તો મહાપુરૂષો માફક તે બાળકો નાંનપણુથીજ ઝળકી નિકળ્યા વગર રહેજ નહિં. પરમાત્મા પ્રત્યેક મનુષ્યને પોતાનું બાળક સંસ્કારી કરવાની દિવ્ય શકિત આપો' આમિન.

પ્રથમ કિરણ પુરૂ કરી હવે. પછી બીજું કિરણ થોડા વખતમાં બહાર પડશે. જ્ઞાતિની ઉન્નતિ ઇચ્છનારા જ્ઞાતિ બંધુઓ-મારા શ્રમ તરફ નજર કરી બીજા કિરણમાં મને જરૂર સુધારાનાં લેખો આપશે તે હું બીજા કિરણમાં છપાવીશ. પરમાત્મા મારો જ્ઞાતિ બંધુઓને વિદ્યાનું ડહાપણ આપો. અસ્તુ.

લી૦. સેવક.

દયાળજી દુર્લભભાઇ પટેલ

મુ૦ ભીમપોર.

પોષ્ટ ડુમસ જીલ્લે—સુરત.